મહાવિદ્યાલયોના અભ્યાસક્રમો, પાઠ્ય—પુસ્તકો
વગેરે સંબંધી

# બોધપત્ર

સં. ૧૯૮૦



પ્રત ૫૦૦

કિંમત સાડાપાંચ આના.


મુદ્રણસ્થાનઃ આદિત્યમુદ્રણાલય, રાયખડરોડ—અમદાવાદ
મુદ્રક—પ્રાણજીવન વિશ્વનાથ પાઠક

પ્રકાશક—કિ. ઘ. મશરૂવાળા, મહામાત્ર, ગૂજરાત વિદ્યાપીઠ—અમદાવાદ

# વિજ્ઞાપન

આ બોધપત્રમાં મહાવિદ્યાલયોના અભ્યાસક્રમને લગતી અત્યાર સુધીની સર્વ માહિતિ આપવામાં આવી છે. 'બોધપત્ર' છપાયા બાદ જે ફેરફારો કરવામાં કે સૂચવવામાં આવ્યા છે, તે 'શુદ્ધિ–વૃદ્ધિ પત્રક'માં દર્શાવ્યા છે. કેટલાક ભલામણ રૂપે હોઈ હજુ યોગ્ય સભાઓએ મંજુર કર્યા નથી, છતા તે આપવામાં આવ્યા છે. જો એમાં આખરે કાંઇ ફેરફાર થશે તો સુધારવામાં આવશે. વાચકે એ પત્રકમાંથી કાપલીઓ કાઢી યોગ્ય ઠેકાણે ચોંટાડી દેવી. હવે પછી જે કાંઈ સુધારા વધારા થાય તે આ બોધપત્રમાં કાપલીઓ ચોંટાડી શકાય એ રીતે પ્રસિદ્ધ કરવામાં આવશે.

સં. ૧૯૮૦ ના
કાર્તિક વદ ૫

મહામાત્ર

# સૂચી

## શુદ્ધિ વૃદ્ધિ પત્રક

ખુલાસો–'વાગ્વિદ્યા' અને 'ભાષા' એકજ અર્થમાં સમજવા.

---

પાનું ૪ કલમ ૧૨(ક) ૧૨મી વીગત પછી નીચે પ્રમાણે ઉમેરવું:–

૧૩. સેવાર્થે પદવી મેળવનારને માટે રૂ. ૨૦)

૧૪. મુંબાઇના રાષ્ટ્રીય મહાવિદ્યાલયનાં લવાજમો:–

પ્રવેશ ફી રૂ. ૫); બે સત્રોની પ્રત્યેકની ફી રૂ. ૫૦); પ્રયોગશાળાની સત્રદીઠ ફી રૂ. ૧૦); જીમખાનાની ફી સત્રદીઠ રૂ. ૪)

---

પાનું ૮ નીચેથી ૪થી લીટી 'પ્રચુર' ને બદલે 'પ્રચુર' વાંચવું.

પાનું ૯ છેલ્લી લીટી 'ટાલોમ' ને બદલે 'ટૅાલેમિ' વાંચવું.

---

પાનું ૧૦ વિષય ૬ માં નીચે મુજબ ફેરફાર કરી વાંચવું.

**(૪) વિષય ૬–હિંદુસ્તાનની રાજવ્યવસ્થા અને હિંદી રાષ્ટ્રીય જાગૃતિ.**

વિદ્યાર્થીને નીચેના વિષયોમાં છેલ્લામા છેલ્લી માહિતિ હોવી જોઇએ; રાષ્ટ્રીય ચળવળનાં જુદાં જુદા અંગો, રાજવ્યવસ્થા પાછળ રહેલી વૃત્તિ (spirit), અને એ બેનું પરસ્પર પરિણામ (interaction).

---

પાનું ૧૨–પાનું ૩ જું '૨. ચિત્રકળા' એ સાથે નીચે પ્રમાણે ખુલાસો વાંચવો.

ચિત્રકળાને સ્નાતક પરીક્ષાનો વિષય બનાવી 'વિશારદ' પદવી આપવાની યોજના નથી; પણ એક વધારાના વિષય તરીકે એને શિખવવાની યોજના છે.

---

પાનું ૧૪ 'ધર્મ અને તત્ત્વજ્ઞાન'ના વિષયમાં ઉમેરવું:–

'૭–૮' પછી 'સાંખ્ય'–શબ્દ

**સરળ અભ્યાસક્રમ** માટે પ્રશ્ન પત્ર ૭ અને ૮ ક્રમી.

'સાહિત્ય અને કલા'ના વિષયમાં—

'૫–૬ કાવ્ય અને પુરાણ' ને બદલે '૫. કાવ્ય' અને '૬. પુરાણ' એમ વાંચવું

**સરળ અભ્યાસક્રમ** માટે પ્રશ્નપત્ર ૯ અને ૧૦ ક્રમી સમજવા

'સમાજશાસ્ત્ર'ના પ્રશ્નપત્રોના અંક '૨ થી ૬' ને બદલે અનુક્રમે '૫ થી ૧૦' કરવા

પાનું ૧૬ "૩. સંપત્તિશાસ્ત્ર વિભાગ" પ્રશ્નપત્ર ૫. 'સંઘવાદ' શબ્દની પૂર્વે 'મજૂર–' શબ્દ ઉમેરવો.

---

પા. ૨૦. 'ગણિત મંદિર'ના અભ્યાસક્રમ પૂર્વે ઉમેરવું:–

## ફારસી

નીચે પ્રમાણે પાંચ પ્રશ્નપત્રો રાખેલાં છેઃ–

૧. ગદ્ય. ૨. પદ્ય.

૩. પ્રાચીન અને અર્વાચીન ફારસી સાહિત્યનો ઇતિહાસ

૪. ઇરાનનો ઇતિહાસ અને સાહિત્ય ઉપર તેની થયેલી અસર

૫. નિબંધ, અનુવાદ તથા મૌખિક

## અરબ્બી

નીચે પ્રમાણે પાંચ પ્રશ્નપત્રો રાખેલાં છેઃ–

૧. ગદ્ય ૨ પદ્ય. ૩. વ્યાકરણ

૪. અરબસ્તાનનો ઇતિહાસ ૫. અનુવાદ.

---

પાનું ૨૩. લીંટી ૭, "નાણાંની કિમ્મતમા થતા ફેરફાર, કિમ્મત ટકાવી રાખવાના" આ 'કિમ્મત' શબ્દને બદલે 'ક્રયશક્તિ (purchasing power)' એમ વાંચવું.

---

પાનું ૨૪ પ્રશ્નપત્ર ૬–૭–૮માં નીચે મુજબ ફેરફાર કરવો.

**(૬) સંપત્તિશાસ્ત્ર**

**(૭) આર્થિક જીવનનો ઇતિહાસ અને આંકડાશાસ્ત્ર**

( રાજ્યબંધારણનો પ્રશ્નપત્ર કાઢી નાંખવો )

**(૮) નાણાંચલણ અને શરાફીનાં મૂળતત્ત્વો, અને સામાજિક જમા ખર્ચ.**

દરેક વિષયમાં અભ્યાસની રૂપરેખા છાપ્યા પ્રમાણે, ઘટતા પ્રશ્નપત્ર સાથે વાંચવી.

---

પાનું ૨૬. લીંટી ૧૧ (૬) 'રસવૃત્તિ' ને બદલે 'આનંદમીમાંસા' અને 'જાતિચિત્ત શાસ્ત્ર' ને બદલે 'કામમીમાંસા' શબ્દો મૂકવા.

पा. ३१ "१. गूजराती" पछी उमेरवुं–'सामान्य अभ्यासक्रम".

---

पा. ३२ " राष्ट्रीय भाषा " नी पूर्वे नीचे मुजब उमेरवुं

गूजराती, ( अथवा मुंबाई राष्ट्रीय महाविद्यालयमां मराठी के हिंदी ) जेमनी स्वभाषा नथी, तेमने माटे सरळ अभ्यासक्रम–

१. नीतिशिक्षण–आनंदशंकर बापुजी ध्रुव.

२. हुन्नरखाननी चढाई–दलपतराम

भलामण–' नवजीवन ' ना लेखो.

नोंध–आ विद्यार्थीओनी परीक्षा मौखिक तेमज लेखी लेवामां आवशे. लेखी परीक्षामां आपेल विषयपर विद्यार्थीओने निबंध लखवो पडशे.

' नवजीवन ' ना लेखो समजवा पुरतुं ज्ञान विद्यार्थीने होवुं जोइये.

---

પાનું ૩૪ લીટી ૮ ' Rustom ' ને બદલે ' Rustam ' વાંચવું.

લીટી ૧૨ ' Anza– ' ને બદલે ' Auzas– ' વાંચવું.

संपत्तिशास्त्रना विषय पछी उमेरवुंः––

हिंदुस्ताननी राज्यव्यवस्था अने हिंदी राष्ट्रीय जागृति–

भलामण करेलां पुस्तको–

Indian National Evolution—Ambika Charan Mazumdar.

હિંદુસ્તાનની રાજવ્યવસ્થા ઉપર કોઇ પણ જાણીતું અને સારૂં પુસ્તક.

---

पा. ३५ ' राष्ट्रीय भाषा ' पूर्वे नीचे मुजब उमेरवुं.

गूजराती (अथवा मुंबाइ राष्ट्रीय महाविद्यालयमां मराठी) जेनी स्वभाषा नथी तेमने माटे सरळ अभ्यासक्रम–

१. गूजरातनो नाथ–कनैयालाल मुनशी

२. हिंदुओनी पडती–नर्मदाशंकर

३. साहित्य विलास–रतनलाल भट्ट.

भलामण––' नवजीवन ' ना लेखो

**<u>नोंध</u>–आ विद्यार्थीओनी परीक्षा मौखिक तेमज लेखी लेवामां आवशे. लेखी परीक्षामां आपेल विषयपर विद्यार्थीओने निबंध लखवो पडशे. 'नवजीवन' ना लेखो समजवा पुरतुं ज्ञान विद्यार्थीने होवुं जोइये.**

---

પાનું ૩૬. उर्दु—

**पहेली वर्ष-संख्या नीचे मुजब वांचवी: सं. १९७९–८०, १९८०–८१, १९८१–८२.**

**बीजी वर्ष-संख्या नीचे मुजब वांचवीः सं. १९८०–८१, १९८१–८२, १९८२–८३.**

**'२. मस्नवी मीर हसन' पछी नीचे मुजब उमेरवुं:–**

**सं. १९८१–८२, १९८२–८३, १९८३–८४.**

**१. बागो बहार**

**२. मस्नवी सुभे उम्मीद**

---

**પાનું ૪૧** લીંટી ૫ 'Merriver' ને બદલે 'Marriot' વાંચવું.

લીંટી ૧૯ '(७–८)' **पछी 'सांख्य' शब्द उमेरवो**

---

**પાનું ૪૬** લીંટી ૭–૮ ભેગી વાચવી; એટલે એકજ પુસ્તક 'પૃથુરાજ ચરિત' સમજવું.

લીંટી ૧૯ અને ૨૬ 'અખેગીતા' અને 'રસિક વલ્લભ' આગળ

* આ નીશાની સમજવી; એટલે સરળ અભ્યાસક્રમમાંથી બાદ.

---

**પાનું ૫૨** લીંટી ૬–૭ 'Quincy' ને બદલે 'Quincey' વાચવું.

લીંટી ૧૯ 'Achitophal' ને બદલે 'Achitophel' વાચવું.

લીંટી ૨૮ 'Sheriden' ને બદલે 'Sheridan' વાંચવું.

લીંટી ૪૦ ઉમેરવું. '—Tagore'



## મહાવિદ્યાલયોના અભ્યાસક્રમો, પાઠ્ય-પુસ્તકો વગેરે સંબંધી

# બોધપત્ર

### ભાગ ૧લો

### સામાન્ય નિયમો

**૧. માન્ય મહાવિદ્યાલયો—**

વિદ્યાપીઠને માન્ય એવાં ત્રણ મહાવિદ્યાલયો* છે; ગુજરાત મહાવિદ્યાલય (અમદાવાદ), રાષ્ટ્રીય મહાવિદ્યાલય (મુંબાઈ), અને લોકમાન્ય રાષ્ટ્રીય મહાશાળા (સુરત).

**૨. ગૂજરાત મહાવિદ્યાલય—**

ગુજરાત મહાવિદ્યાલય વિદ્યાપીઠે સ્થાપિત છે; એનો નિર્વાહ, દેખરેખ, આચાર્ય, અધ્યાપકો વગેરેની નીમણૂક વિદ્યાપીઠ તરફથી સીધી રીતે થાય છે. એમાં સ્નાતક સુધી પૂરો અભ્યાસ કરવાની ગોઠવણ છે.

**૩. રાષ્ટ્રીય મહાવિદ્યાલય—**

રાષ્ટ્રીય મહાવિદ્યાલય, મુંબાઈ, સ્વતંત્ર સંસ્થા છે; એનો નિર્વાહ, દેખરેખ, આચાર્ય, અધ્યાપકો વગેરેની નીમણૂક મુંબઈની પ્રાંતિક સભા

---

* **મહાવિદ્યાલય** એટલે વિદ્યાપીઠે સ્વીકારેલા કોઈ પણ વિષયોમાં વિદ્યાર્થીને નિષ્ણાત કરવાના ઉદ્દેશથી યોજાયલું મંદિર.

તરફથી થાય છે. એમાં પણ સ્નાતક સુધી પૂરો અભ્યાસ કરવાની ગોઠવણ છે. એને નીચેની શરતે માન્ય કરવામાં આવ્યું છેઃ—

"ગુજરાતી વિદ્યાર્થીઓને ગુજરાત વિદ્યાપીઠ તરફથી નિર્ણીત કરેલા અભ્યાસક્રમ, અને બીજા વિદ્યાર્થીઓને હિંદુસ્તાનની કોઇ પણ પ્રાન્તિક ભાષાનો અભ્યાસક્રમ ફરજીઆત શીખવે, હાલ તુર્ત કેળવણીનું વાહન પોતે નક્કી કરે, પણ ભવિષ્યમાં કેળવણીના વાહન તરીકે હિંદુસ્થાનની કોઇ પણ પ્રાન્તિક ભાષા રાખે એવી શરતથી મુંબઇ રાષ્ટ્રીય મહાવિદ્યાલયને માન્ય કરવામાં આવે છે" (સં. ૧૯૭૮–૭૯ ની બીજી નિયામક સભાનું કાર્ય ૨ જું. મહાસુદ ૧૫/૭૮)

### ૪. લોકમાન્ય રાષ્ટ્રીય મહાશાળાઃ—

લોકમાન્ય રાષ્ટ્રીય મહાશાળા, સુરતની રાષ્ટ્રીય શિક્ષણ સમિતિની સંસ્થા છે; એનો વહીવટ એ સમિતિ તરફથી જ થાય છે. એમાં ગુજરાત વિદ્યાપીઠને ધોરણેજ પ્રથમા પરીક્ષા સુધીનો અભ્યાસ કરવાની સગવડ છે; એની પરીક્ષા વિદ્યાપીઠ તરફથી જ લેવામાં આવે છે.

### ૫. મહાવિદ્યાલયોમાં પ્રવેશવિધિ—

ગુજરાત વિદ્યાપીઠની વિનીત પરીક્ષામાં, અથવા કોઇ પણ રાષ્ટ્રીય વિદ્યાપીઠની એને મળતી પરીક્ષામાં, અથવા સરકારી યુનીવર્સિટીઓની મૅટ્રિક્યુલેશન પરીક્ષામાં, ઉત્તીર્ણ થયેલ વિદ્યાર્થી મહાવિદ્યાલયમાં અભ્યાસ કરવાને લાયક ગણાશે.

**અપવાદ**—ગુજરાત મહાવિદ્યાલયના સંગીત મંદિરમાં દાખલ થવા ઇચ્છનાર વિદ્યાર્થીએ ઉપલી પરીક્ષા પસાર ન કરી હોય, પણ તે ધોરણ સુધીનો અભ્યાસ કર્યો હોય, તો ચાલશે.

### ૬. અભ્યાસકાળ—

એવા વિદ્યાર્થીને **સ્નાતક*** થવા માટે ઓછામાં ઓછાં ચાર વર્ષ સુધી અભ્યાસ કરવો જોઈશે.

### ૭. પરીક્ષાઓ—

અભ્યાસ પૂરો થતાં સુધીમાં બે પરીક્ષાઓ ઉત્તીર્ણ કરવી જોઈશે.

પહેલી (પ્રથમા) પરીક્ષા પહેલા વર્ષને અન્તે, અને બીજી (સ્નાતક) પરીક્ષા ચોથા વર્ષને અન્તે.

* **સ્નાતક** એટલે વિદ્યાપીઠ તરફથી કોઇ પદવી મેળવનાર.

८. પરીક્ષાના સમયઃ—

દરેક પરીક્ષા વર્ષમાં બે વાર લેવામાં આવશે. પહેલી (વાસન્તિક) પરીક્ષા સામાન્યતઃ મીન સંક્રાન્તિ પછી ત્રીજા (માર્ચ માસના છેલ્લા) અઠવાડીઆમાં શરૂ થશે; અને બીજી (શરત્) પરીક્ષા કન્યા સંક્રાન્તિના બીજા (સપ્ટેંબરના ત્રીજા) અઠવાડિયામાં શરૂ થશે.

૯. શરત્-પરીક્ષા વાસન્તિક પરીક્ષાને ધોરણે લેવાશે; એટલે સર્વે પાઠ્ય-પુસ્તકો, અભ્યાસક્રમો વગેરેની પસંદગી તથા મહાવિદ્યાલયોમાં ચલાવવાના અભ્યાસો વાસન્તિક પરીક્ષાને દષ્ટિમાં રાખી કરવામાં આવશે.

૧૦. વિભાગીય સ્નાતક પરીક્ષા—

સ્નાતક થવા માટેની પરીક્ષાઓમાં બધાં પ્રશ્નપત્રોની એકી સાથે પરીક્ષા આપવાને બદલે વિદ્યાર્થીઓને તેમની ઇચ્છા પ્રમાણે મહાવિદ્યાલયના આચાર્ય પાસેથી લાયકાતનું પ્રમાણપત્ર મળ્યેથી વર્ષમાં થતી બે પૈકી ગમે તે પરીક્ષામાં ગમે તે પ્રશ્નપત્રોની પરીક્ષા આપવાની છૂટ છે.

સાધારણ રીતે વિદ્યાર્થીએ કોઈ અધ્યાપક સાથે અમુક વિષયનો અભ્યાસ કર્યો છે, એવી ખાત્રી થયે આચાર્ય આવી લાયકાતનું પ્રમાણ-પત્ર આપશે.

**અપવાદ (૧)**—જે પ્રશ્નપત્રો વિદ્યાનિધિમંડળે એવાં નક્કી કર્યાં હોય કે તેમાં સર્વે સત્રો પૂરાં થયા સિવાય વિદ્યાર્થી પરીક્ષા આપી શકે નહિ, તે પ્રશ્નપત્રોમાં ઉપર પ્રમાણે ગમે ત્યારે પરીક્ષા આપી શકાશે નહિ.

**અપવાદ (૨)**—રાષ્ટ્રીય કુમારમંદિરોમાં કે અન્ત્યજ સંસ્થાઓમાં શિક્ષક તરીકે કામ કરી સ્નાતક પરીક્ષામાં બેસવા ઇચ્છતા વિદ્યાર્થીઓને અધ્યાપક સાથે અભ્યાસ કરવાના નિયમમાંથી છૂટ આપવામાં આવે છે.

**ખુલાસો (૧)**—પ્રથમા પરીક્ષાના સર્વે વિષયોમાં ઉત્તીર્ણ થયા સિવાય કોઈ વિદ્યાર્થીને આ નિયમનો લાભ મળી શકશે નહિ.

**ખુલાસો (૨)**—બધાં પ્રશ્નપત્રોની પરીક્ષા ખલાસ થયા પહેલાં વિદ્યાર્થીએ ૩ વર્ષની પૂરી હાજરી આપવી જોઇએ.

૧૧. વિભાગીય પ્રથમા પરીક્ષા—

પ્રથમા પરીક્ષામાં નિષ્ફળ નીવડેલ અથવા કોઈ સબળ કારણસર નહિ બેઠેલ વિદ્યાર્થીની પરીક્ષા તે નિષ્ફળ ગયો હોય તે વિષયમાં ફરીથી શરતમાં

લેવાશે. શરત પરીક્ષામા પાઠ્ય-પુસ્તકો આગલી વાસન્તિક પરીક્ષાના રાખવામાં આવશે.

આવો વિદ્યાર્થી પ્રથમા પરીક્ષા પસાર કર્યા સિવાય સ્નાતક પરીક્ષાનાં વ્યાખ્યાનોમાં હાજરી ભરી શકશે, પણ પ્રથમા પરીક્ષા પસાર કર્યા પછી ઓછામાં ઓછું એક શિક્ષણ વર્ષ પુરૂ થયેજ સ્નાતક પરીક્ષામાં બેસી શકશે.

૧૨. લવાજમો—

(ક) લવાજમોના દર નીચે પ્રમાણે છે:—

૧. મહાવિદ્યાલયમાં હાજરી આપવા માટે સત્ર દીઠ રૂ. ૩૦)

૨. સંગીત અથવા ચિત્રકલાના મંદિરમાં જ માત્ર શિક્ષણ લેવા માટે સત્ર દીઠ રૂ. ૧૫)

૩. પ્રથમા પરીક્ષામાં બેસવા માટે રૂ. ૧૦)

૪. વિભાગીય સ્નાતક પરીક્ષામાં બેસવા માટે પ્રશ્નપત્ર દીઠ રૂ. ૩)

૫. એકી વખતે આખી સ્નાતક પરીક્ષામાં બેસવા માટે રૂ. ૨૦)

૬. નિષ્ફળ થયેલ વિદ્યાર્થીઓને ગુણ જાણવા માટે રૂ. ૧)

૭. વિભાગીય પરીક્ષાનું પ્રમાણપત્ર ગુમ થાય તો નકલ માટે રૂ. ૧)

૮. ઉપાધિપત્ર કે પરીક્ષામાં પસાર થયાનું પ્રમાણપત્ર ગુમ થાય તો નકલ માટે રૂ. ૫)

૯. નામ બદલામણી માટે રૂ. ૨)

૧૦. રાષ્ટ્રીય કુમારમંદિરમાં કામ કરી પરીક્ષામાં બેસવા ઇચ્છનાં વિદ્યાર્થીઓની નામ નોંધામણી માટે રૂ. ૧)

૧૧. બીજી વિદ્યાપીઠના સ્નાતકોને સ્નાતક મતદાર મંડળમાં નામ નોંધાવવા માટે વાર્ષિક રૂ. ૫) અથવા એકી વખતે રૂ. ૨૫)

૧૨. પદવી દાન સમારંભ વખતે પદવી લેવા હાજરી ન આપી શકવા માટે રૂ. ૧૦)

(ખ) પરીક્ષામાં બેસવાની અરજી મંજુર થયા પછી, સામાન્ય રીતે વિદ્યાર્થી પાછળથી કોઇપણ પ્રશ્નપત્રમાં બેસવાનું માંડી વાળે, તો તેને માટે ભરેલું લવાજમ પાછું ન મળી શકે.

**અપવાદ**—ઓચીંતી માંદગી કે એવા કોઇ આકસ્મિક કારણથી વિદ્યાર્થી પરીક્ષા આપી ન શકે, તો તેનું લવાજમ જમે રાખવા બાબત જો પરીક્ષા પૂરી થયા પછી એક માસમાં અરજી આવશે, તો તે ઉપર કાર્યવાહક સભા વિચાર કરી શકશે.

**૧૩. ઇષ્ટ ગુણ**—

કોઇ પણ પરીક્ષામા પસાર થવા માટે નીચે પ્રમાણે ઇષ્ટ ગુણ છેઃ—

પ્રથમ વર્ગ ૬૦ ટકા, બીજો વર્ગ ૪૫ ટકા, સામાન્ય વર્ગ ૩૦ ટકા.

**૧૪. સરળ અભ્યાસક્રમ**—

સ્નાતક પરીક્ષામાં પહેલા કે બીજા વર્ગમાં ઉત્તીર્ણ થવા ન ઇચ્છનાર વિદ્યાર્થીઓને જુદાં જુદાં મંદિરોની પરીક્ષાઓમાંથી કેટલાંક પ્રશ્નપત્રો અથવા પુસ્તકોની પરીક્ષામાંથી મુક્ત મળશે.

**૧૫. સત્રો**—

ગુજરાત મહાવિદ્યાલયમાં વર્ષમાં ત્રણ સત્રો રાખવામાં આવે છે. તેનો વિભાગ વખતો વખત નક્કી કરવામાં આવે છે.

દરેક સત્રમાં વિદ્યાર્થીને સેંકડે ૮૦ દિવસ હાજરી ભરવી આવશ્યક છે.

**૧૬. (ક)** સામાન્ય રીતે મહાવિદ્યાલયોમાં હાજરી ભર્યા વિના ખાનગી રીતે કોઇ વિદ્યાર્થીને પરીક્ષા આપવાની છૂટ આપવામાં નહિ આવે. પણ ખાસ સંજોગોમાં કાર્યવાહક સભા એવી છૂટ આપવાની સત્તા રાખે છે.

**અપવાદ**--વિદ્યાપીઠે માન્ય કરેલાં મહાવિદ્યાલયોનો કોઇ વિદ્યાર્થી ઓછામાં ઓછાં એક વર્ષનાં સત્રો ભરી મહાવિદ્યાલયમાં નામ નોંધાવી વિદ્યાપીઠે માન્ય કરેલ કોઇ કુમારમંદિરમાં કામ કરવા જાય, તો વિદ્યાપીઠની પરીક્ષાઓમાં સત્રની હાજરી ભર્યા સિવાય તેને બેસવા દેવામાં આવશે.

મહાવિદ્યાલયો નામ નોંધણી માટે રૂ. ૧) નું લવાજમ લેશે.

**(ખ)** અન્ય રાષ્ટ્રીય વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ ગુજરાત વિદ્યાપીઠની કોઇ પરીક્ષામાં બેસવા ઇચ્છા ધરાવતા હોય, તો તે વિષેની અરજીઓ તે વિદ્યાપીઠના મહામાત્ર કે બીજા કોઇ મુખ્ય અધિકારીની મારફતે અને ભલામણ સાથે આવશે, તો કાર્યવાહક સભા તેનો વિચાર કરશે.

१७. ઇનામો ઇ૦

મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓને માટે નીચે મુજબ ઇનામો વગેરે નક્કી થયાં છે:

(१) **વિદ્યાર્થી પરિષદનું ઇનામ**—દ્વિતીય ભારતીય મહાવિદ્યાલય વિદ્યાર્થી પરિષદ્ પાસેથી મળેલી રૂ. १६५०) ની રકમના વ્યાજમાંથી સ્નાતક પરીક્ષામાં દર પરીક્ષામાં જે વિદ્યાર્થી ગૂજરાતી ભાષાના પ્રશ્નપત્રમાં પહેલો આવે તેને તે સમય સુધીમાં મળેલા વ્યાજનું ઇનામ પુસ્તક રૂપે આપવામાં આવશે.

(२) **તારાગૌરી ચંદ્રક**—શ્રી. રણછોડલાલ છગુભાઇ દેસાઇ તરફથી તેમની પુત્રી બ્હેન તારાગૌરીની યાદગીરીમાં મળેલી રૂ. २५०) ની રકમના વ્યાજમાંથી દરવર્ષે 'સાબરમતી' પત્રમાં ઉત્તમ લેખ લખનાર વિદ્યાર્થીને 'તારાગૌરી ચંદ્રક' નામે એક રૂપાનો ચાંદ અર્પણ કરવામાં આવશે.

(३) **ઉપાધ્યાય વૃત્તિ**—ગૂજરાત મહાવિદ્યાલયના અધ્યાપક મંડળની સલાહ લઇ, સ્નાતક થયા પછી વધુ અભ્યાસ કરવા વધારેમાં વધારે રૂ. ६०) ના વેતનથી ત્રણ ઉપાધ્યાય નીમવાની ગૂજરાત મહાવિદ્યાલયના આચાર્યને સત્તા આપવામાં આવી છે.

१८. ખાસ સગવડો—

(१) **ટ્રેનિંગ કૉલેજના વિદ્યાર્થીઓ**—ટ્રેનિંગ કૉલેજના ત્રીજા વર્ષમાં પસાર થયેલ વિદ્યાર્થીને મહાવિદ્યાલયમાં દાખલ કરવામાં આવશે; પણ વિનીત પરીક્ષાના જે વિષયોમાં તેઓ ટ્રેનિંગ કૉલેજમાં પાસ ન થયા હોય, તે વિષયમાં તેઓને પાસ થવું પડશે.

(२) **અ-ગૂજરાતી વિદ્યાર્થીઓ**—જેમની સ્વભાષા ગૂજરાતી ન હોય, તેમને માટે ગૂજરાત મહાવિદ્યાલયમાં ગૂજરાતીની સરળ પરીક્ષા રાખવામાં આવશે.

(३) **ગરીબ વિદ્યાર્થીઓ**—ગરીબ વિદ્યાર્થીઓને ફીની બાબતમાં નીચે મુજબ રાહત આપવા ગૂજરાત મહાવિદ્યાલયના આચાર્યને સત્તા આપવામાં આવી છે:—

(ક) દર વર્ષે ૧૫ ટકા જેટલા લાયક ગરીબ વિદ્યાર્થીઓને ફીની રકમ ધર્મ-ઋણ તરીકે આપ્યા સમાન ગણી એમને દાખલ કરવાની. વિદ્યાર્થીઓએ પોતાના જીવનમાં સદરહુ રકમ ભરી દેવાનું ધર્મ-ઋણપત્ર લખી આપવું જોઇશે.

(ખ) ઉપરના નિયમે યોગ્ય કરવામાં જો ૧૫ ટકા કરતાં વધારે વિદ્યાર્થીઓને રાહત આપવાની જરૂર પડે, તો બીજા ૫ ટકા જેટલા વિદ્યાર્થીઓ માટે એજ પ્રમાણે કરવાની આચાર્યને વિશેષ સત્તા આપવામાં આવી છે.

(૪) **સ્નાતક મતદાર મંડળ** (ક) ગુજરાતવિદ્યાપીઠનો તેમજ બીજી કોઇપણ વિદ્યાપીઠનો સ્નાતક જે આ વિદ્યાપીઠના ઉદ્દેશો સ્વીકારતો હોય, અને કાર્ય વિષે સહાનુભૂતિ ધરાવતો હોય તેમજ કોઇપણ સરકારી વિદ્યાપીઠ સાથે પ્રત્યક્ષ સંબંધ ન રાખતો હોય તેણે કોઇપણ વખતે વિદ્યાપીઠના મહામાત્રને પોતાનું નામ "નોંધાયેલ સ્નાતક મતદાર મંડળ" માં નોંધવાને અરજી કર્યાથી તેનું નામ આ મતદાર મંડળમાં નોંધવામાં આવશે. તે એવી શરતે કે આ નોંધણી બાબત વખતોવખત નિયામક સભાએ જે ફી ઠરાવેલ હશે તે, તે સ્નાતક જ્યાંસુધી આપે ત્યાં સુધીજ તે મતદાર રહી શકશે.*

(ખ) સ્નાતક મતદાર મંડળ તરફથી નીચે પ્રમાણે પ્રતિનિધિઓ ચુંટી શકાશેઃ—

| મતદારોની સંખ્યા | પ્રતિનિધિની સંખ્યા |
|---|---|
| ૧ થી ૨૦ | ૨ |
| ૨૧ થી ૩૦ | ૩ |
| ૩૧ થી ૫૦ | ૪ |
| ૫૧ થી ૧૦૦ | ૮ |
| ૧૦૧ થી ૧૩૦ | ૧૦ |
| ૧૩૦ થી વધુ | ૧૩ |

* ગુજરાત વિદ્યાપીઠના સ્નાતકો પાસેથી પહેલાં પાંચ વર્ષ સુધી કાંઈ પણ લવાજમ લેવામાં નહિ આવે.

# પ્રથમા પરીક્ષા

## સામાન્ય અભ્યાસક્રમ

૧. પ્રથમા પરીક્ષાની રચના નીચે મુજબ છેઃ—
વિષયો, પ્રશ્નપત્રો ઈ૦

| વિષય | પ્રશ્ન-પત્રો | સમય કલાક | ગુણ | ટીપ |
|---|---|---|---|---|
| ૧. સ્વભાષા[1] | ૨ | ૩<br>૩ | ૧૦૦<br>૫૦ | નિયત પાઠ્ય-પુસ્તકો પરથી<br>નિબંધ. |
| ૨. રાષ્ટ્રીય ભાષા[2] | ૧ | ૩ | ૧૦૦ | નિયત પાઠ્ય-પુસ્તકો પરથી |
| ૩. અર્વાચીન ભાષા[3] | ૧ | ૩ | ૧૦૦ | ,, |
| ૪. ઐચ્છિક વિષય[4] | ૨ | ૩ દરેકના | ૭૫ દરેકના કુલ ૧૫૦ | ભાષાઓ માટે નિયત પાઠ્ય પુસ્તકો પરથી બીજા વિષયો માટે આગળ જણાવેલી વીગતો મુજબ |
| ૫. સંપત્તિશાસ્ત્ર. | ૧ | ૩ | ૧૦૦ | આગળ જણાવેલી વીગતો મુજબ |
| ૬. હિંદની આધુનિક રાજ્ય વ્યવસ્થા અને મહાસભાનો ઇતિહાસ | ૧ | ૩ | ૧૦૦ | ,, |
| કુલ | ૮ | | ૭૦૦ | |

૧. ગૂજરાત મહાવિદ્યાલય અને રાષ્ટ્રીય મહાશાળા (સુરત)માં માત્ર ગૂજરાતીને સ્વભાષા સ્વીકારવામાં આવી છે. એટલે સર્વે વિદ્યાર્થીઓને ગૂજરાતીનું જ્ઞાન આવશ્યક છે. પણ જેની સ્વભાષા ગૂજરાતી ન હોય, તેમને માટે જુદો અભ્યાસક્રમ સૂચવ્યો છે. રાષ્ટ્રીય મહાવિદ્યાલય (મુંબાઇ)માં ગૂજરાતી તથા મરાઠી બે સ્વભાષા તરીકે રાખી છે.

૨. હિંદી અથવા ઉર્દુ, પણ આ ભેદ લીપીજ્ઞાન પૂરતો જ છે. હિંદી એટલે સંસ્કૃત પ્રચુર અને ઉર્દુ એટલે ફારસી પ્રચુર એમ સમજવાનું નથી.

૩. બંગાળી, મરાઠી, ઈંગ્રેજી કે ફ્રેન્ચ.

૪. (ક) પ્રમાણશાસ્ત્ર. (ખ) ગણિત, (ગ) સંસ્કૃત, (ઘ) અરબ્બી કે (ચ) ફારસી.

**૨. (૧) વિષય ૧ થી ૩**

સ્વ-,રાષ્ટ્રીય-, અને અર્વાચીન ભાષાઓના અભ્યાસની વીગતો માટે વખતો વખત પુસ્તક ઠરાવવામાં આવે છે.

ખુલાસો—ગુજરાતી સ્વભાષા નથી એવા વિદ્યાર્થીઓની મૌખિક તેમજ લેખી પરીક્ષા લેવામાં આવશે. લેખી પરીક્ષામાં એક આપેલા વિષય ઉપર નિબંધ લખવો પડશે.

**(૨) વિષય ૪—ઐચ્છિક વિષયો.**

**(ક) પ્રમાણશાસ્ત્ર.**

પ્રાચીન ન્યાયશાસ્ત્રના આધારે આ વિષયનું નિરૂપણ કરવામાં આવશે. યોગ્ય સ્થળે યુરોપીય લૉજિકની ઉપયોગી બાબત જણાવવામાં આવશે. એમાં નીચે જણાવેલા વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છેઃ—

(ક) પ્રમાણશાસ્ત્રનો વિષય-નિર્દેશ (પ્રમાણશાસ્ત્ર એટલે યથાર્થ જ્ઞાનના સાધનોનું શાસ્ત્ર) (ખ) વિચાર અને ભાષા (ગ) લક્ષણ (ઘ) વિભાગ (ચ) પ્રમાણના પ્રકારો (છ) પ્રત્યક્ષ (આધુનિક માનસશાસ્ત્રની દૃષ્ટિએ ચર્ચા) (જ) અનુમાન (ઝ) વ્યાપ્તિ (ટ) વ્યાપ્તિની સિદ્ધિ (ઠ) દોષ (ડ) શાસ્ત્ર પદ્ધતિ, ઉદ્દેશ, લક્ષણ અને પરીક્ષા (ઢ) તાત્પર્ય નિર્ણય (ત) વાદનીતિ

**(ખ) ગણિત.**

**૧ લું પ્રશ્નપત્રઃ—**

(ક) **બીજગણિત**—શેષ-સિદ્ધાન્ત (Remainder theorem) ઘાત ચિહ્નો (Indices), કરણી (Surds), વર્ગસમીકરણનો સિદ્ધાન્ત (Theory of quadratic equations) શ્રેઢીઓ (Progressions), સાદી શ્રેણીઓ (Simple Series) માન (Logarithms), વ્યાજ અને વર્ષાસનો (Interests and Annuities).

(ખ) **બીજભૂમિતિ** (Algebraic Geometry)—સુરેખ અને વૃત્ત-સમીકરણો (Equations of a line and a circle)

**૨ જું પ્રશ્નપત્રઃ—**

(ક) **ભૂમિતિ**—સજાતીય કે અનુપાતી ત્રિકોણો (Similar triangles) ટાલેમ (Ptolemy) સેવા (Ceva) અને મેનાલૉ (Menalau) ના સિદ્ધાન્તો.

ત્રિકોણના અંતર્વૃત્ત અને પરિવૃત્ત ( In-circle and circum-circle of a triangle )

(ખ) ત્રિકોણમિતિ—૦, ૩૦, ૪૫, ૬૦, ૯૦ અંશના અને અનુવર્તી (corresponding) ગુરુકોણો ( obtuse angles ) ના ત્રિકોણમિતિક ફલો ( trigonometrical functions ), ત્રિકોણ ધર્મો ( properties of triangles ) ત્રિકોણ પૂર્તિકરણ ( solution ), ઉંચાઈ અને અંતરને લગતા સહેલા પ્રશ્નો.

(૩) વિષય-૫—સંપત્તિશાસ્ત્ર

ટુંકો ઈતિહાસ—આ શાસ્ત્રનો બીજા શાસ્ત્ર સાથે સંબંધ—

સંપત્તિ એટલે શું ? સંપત્તિશાસ્ત્રના વિભાગો—(ક) ઉત્પાદ (ખ) વ્હેંચણી (ગ) વિનિમય (ઘ) ઉપભોગ

(ક) ઉત્પત્તિ: સંપત્તિની ઉત્પાદનાં કારણો—મૂર્ત અને અમૂર્ત: મૂર્ત—નૈસર્ગિક શક્તિ, માનવી શક્તિ, ભંડોળ અથવા મુડી, વ્યવસ્થા; અમૂર્ત: જાનમાલની સુરક્ષિતતા, વાસનાની વૃદ્ધિ: છ કારણોના છ સ્વામિ: (૧) નૈસર્ગિક શક્તિનો જમીનદાર, (૨) માનવી શક્તિનો મજુર, (૩) મુડીવાળો, (૪) કારખાનદાર, (૫) સરકાર, (૬) સમાજ.

ઉત્પત્તિના નિયમો: મોટા પ્રમાણ ઉપર ઉત્પત્તિ અને નાના પ્રમાણ ઉપર ઉત્પત્તિ-વધતું પ્રમાણ અને ઘટતું પ્રમાણ-શ્રમવિભાગ અને શ્રમસંયોગ સામાજીક શ્રમવિભાગ: આંતરરાષ્ટ્રીય શ્રમવિભાગ-નિગ્રહાનુગ્રહી નીતિ-નિરાગ્રહી નીતિ-રાષ્ટ્રીય સ્વાશ્રય.

(ખ) વ્હેંચણી: છ વચ્ચે વ્હેંચણી થવી જોઇએ; તેમાં ન્યાય અને સમતા, સહકાર, રૂઢિ અને હરિફાઈ, અનિયંત્રિત વ્હેંચણી અને રાજ્ય નિયંત્રિત વ્હેંચણી, સમાજ સત્તાવાદ, મજૂર સંઘ, હડતાળ, જ્ઞાતિવ્યવસ્થા.

(ગ) વિનિમય: મૂલ્ય અને કિમ્મત, વિનિમય સામાન્ય અને તેના ગુણો, પરદેશ સાથેનો વ્યાપાર.

(ઘ) ઉપભોગ: કર અને તેનાં તત્ત્વો, અનુપાર્જિત આવક, યુદ્ધનું સાંપ્રતિક સ્થિતિ ઉપર પરિણામ

(૪) વિષય ૬—હિંદની આધુનિક રાજ્યવ્યવસ્થા અને મહાસભાનો ઇતિહાસ.

# સ્નાતક પરીક્ષા.

## ૧. મંદિરો—

છેલ્લાં ત્રણ વર્ષનો અભ્યાસ ગુજરાત મહાવિદ્યાલય (અમદાવાદ) અથવા રાષ્ટ્રીય મહાવિદ્યાલય (મુંબઇ) નાં નીચેનાં કોઇપણ મંદિરમાં દાખલ થઇ વિદ્યાર્થી પૂરો કરશે અને સ્નાતક પરીક્ષા આપશે, તેને તે વિષયના 'વિશારદ' થયાની પદવી આપવામાં આવશેઃ—

| મંદિર | પદવી | અન્તર્ગત વિષયો | જે મહાવિદ્યાલયમાં શીખવાની વ્યવસ્થા છે તેનું નામ |
|---|---|---|---|
| ૧. આર્ય વિદ્યા-મંદિર | આર્યવિદ્યાવિશારદ (આ. વિ.) (ખાસ વિભાગના નામ સાથે) | (૧) પુરાતત્ત્વ અને આર્યસંસ્કૃતિ (૨) ધર્મ અને તત્ત્વજ્ઞાન (૩) સાહિત્ય અને કલા (૪) સમાજ શાસ્ત્ર | અમદાવાદ |
| ૨. સમાજ વિદ્યા-મંદિર | સમાજવિદ્યા વિશારદ (સ. વિ.) (ખાસ વિષયનાં નામ સાથે) | (૧) રાજકારણ | અમદાવાદ અને મુંબાઈ |
| | | (૨) ઇતિહાસ | મુંબાઈ |
| | | (૩) સંપત્તિશાસ્ત્ર | અમદાવાદ અને મુંબાઇ |
| ૩. વાગ્વિદ્યા—(અથવા ભાષા) મંદિર | ભાષા વિશારદ (ભા. વિ.) (ખાસ વિષયનાં નામો સાથે) | સંસ્કૃત, પાલી, માગધી હિંદુસ્તાની, (હિંદી અને ઉર્દુ), બંગાળી, મરાઠી, ગુજરાતીઃ અરબ્બી, ફારસી; ઇંગ્રેજી, ફ્રેન્ચ. | સર્વે (અમદાવાદ) હિંદી, મરાઠી, ગુજરાતી ઇંગ્રેજી (મુંબાઇ) |
| ૪. ગણિત વિદ્યા-મંદિર | ગણિત વિશારદ (ગ. વિ.) | ... ... | અમદાવાદ |

| | | | |
|---|---|---|---|
| ૫. વાણિજ્યવિદ્યા (અથવા વ્યાપાર) મંદિર | વાણિજ્ય વિશારદ ( વા. વિ. ) | ... ... | અમદાવાદ |
| ૬. તત્ત્વજ્ઞાન મંદિર | તત્ત્વજ્ઞાન વિશારદ ( ત. વિ. ) | ... .. | અમદાવાદ |
| ૭. ઔદ્યોગિક રસાયન મંદિર. | ઔદ્યોગિક રસાયન વિશારદ (ઔ. ર. વિ.) | ... ... | મુંબઈ |
| ૮. લલિત કલા મંદિર | લલિતકલા વિશારદ ( લ. વિ. (વિષયના નિર્દેશ સાથે) | ૧. સંગીત<br>૨. ચિત્રકળા | અમદાવાદ |

૨. પ્રવેશ માટે લાયકાત—

સ્નાતક પરીક્ષામાં બેસવા માટે કોઈપણ હિંદી વિદ્યાપીઠના પ્રથમા પરીક્ષા પસાર કરેલ વિદ્યાર્થીને ત્રણ શિક્ષણ વર્ષની હાજરી, મધ્યમા પરીક્ષા પસાર કરેલ વિદ્યાર્થીને બે વર્ષની હાજરી અને સ્નાતક થયેલ વિદ્યાર્થીને એક શિક્ષણ વર્ષની હાજરી ભરવી પડશે; અને પરીક્ષા વખતે હાજરી ભર્યાનું પ્રમાણપત્ર મહાવિદ્યાલયના આચાર્ય પાસેથી રજુ કરવું પડશે.

૩. ફરજિયાત વિષયો—

દરેક મંદિરમાં સ્વભાષા અને રાષ્ટ્રીય ભાષાનો અભ્યાસ ફરજિયાત છે. ( જુઓ પા. ૮ મે પૃષ્ઠાન્ત નોંધ ૧ અને ૨ )

૪. પરીક્ષા વિધિ—

૭ મા અને ૮ મા મંદિર સિવાય બીજાં મંદિરોની સ્નાતક પરીક્ષા બાર પ્રશ્નપત્રોથી લેવાશે. દરેક પ્રશ્નપત્ર સો ગુણનું અને ત્રણ કલાકનું રહેશે. બાર પૈકી બે પ્રશ્નપત્રો બે ફરજિયાત વિષયોના થશે; અને મંદિરગત વિષયો માટે દશ પ્રશ્નપત્રો આપવામાં આવશે.

# આર્ય વિદ્યામંદિર

## ૧. પ્રથમ વર્ષ

પ્રથમ ( સામાન્ય ) વર્ષમાં ચાર પ્રશ્નપત્રો નીચે પ્રમાણે રાખવામાં આવ્યાં છેઃ—

૧ પ્રાચીન ભારતવર્ષનો ઇતિહાસ

૨ ધર્મ અને તત્ત્વજ્ઞાન

૩ સાહિત્ય અને કલા

૪ સમાજ વ્યવસ્થા

## ૨. વાગ્વિદ્યા મંદિરમાં જવાની છૂટ

આ મંદિરનો પ્રથમ વર્ષનો અભ્યાસ કર્યા પછી કોઇપણ વિદ્યાર્થીને સંસ્કૃત, પ્રાકૃત અથવા પાલી લઈને વાગ્વિદ્યા મંદિરમાં જવું હશે તો તેને જવા દેવામાં આવશે.

## ૩. છેલ્લાં બે વર્ષના વિષયો

પછીનાં બે વર્ષોમાં નીચેમાંથી એક વિષયનો વિશિષ્ટ અભ્યાસ કરવાનો છે.

૧ પુરાતત્ત્વ અને આર્ય સંસ્કૃતિનો ઇતિહાસ

૨ ધર્મ અને તત્ત્વજ્ઞાન

૩ સાહિત્ય અને કલા

૪ સમાજશાસ્ત્ર

## ૪. વિશિષ્ટ વિભાગના વિષયો

દરેક વિભાગની વેંચણી નીચે મુજબ છે.—

### ૧. પુરાતત્ત્વ અને આર્ય સંસ્કૃતિનો ઇતિહાસ

નીચે પ્રમાણે બાકીનાં ૭ પ્રશ્નપત્રો રાખવામાં આવ્યાં છેઃ—

૫ સંશોધન પદ્ધતિ અને અત્યાર સુધીના ભારતવર્ષીય સંશોધનની રૂપરેખા

૬ પ્રાચીન લિપિ, શિલાલેખો, અને નિષ્કવિદ્યા

૭ શાસનતંત્ર

૮ (ક) મહાભારતનું અધ્યયન, અથવા (ખ) મૌર્યવંશ અને ગુપ્તવંશનો, અથવા (ગ) હર્ષના સમયનો, અથવા (ઘ) પ્રાચીન ગૂજરાતનો ઇતિહાસ

૯ (ક) પશ્ચિમનો જૂનો ઇતિહાસ ( રોમ, ગ્રીસ, મીસર, ખાલડીઆ એસીરીઆ, ઇરાન વગેરે )

(ખ) પૂર્વનો જૂનો ઇતિહાસ( બ્રહ્મદેશ, જાવા, ચીન, જાપાન વગેરે )

૧૦ યુરોપનો અર્વાચીન ઇતિહાસ

૨. ધર્મ અને તત્ત્વજ્ઞાન

નીચે પ્રમાણે બાકીનાં ૭ પ્રશ્નપત્રો રાખવામાં આવ્યાં છેઃ

૫ ન્યાય, વૈશેષિક અને પૂર્વમીમાંસા દર્શન તથા પાશ્ચાત્ય પ્રમાણશાસ્ત્ર

૬ યોગદર્શન તથા માનસશાસ્ત્ર

૭-૮ વેદાન્ત અને તત્ત્વમીમાંસા

૯ જૈન અને બૌદ્ધ દર્શન

૧૦ ધર્મ ચર્ચા

૩. સાહિત્ય અને કલા

નીચે પ્રમાણે બાકીનાં ૭ પ્રશ્નપત્રો રાખવામાં આવ્યાં છેઃ—

૫-૬ કાવ્ય અને પુરાણ ( મહાકાવ્ય, નાટક, કથા, ઇતિહાસ અને પુરાણ )

૭-૮ અલંકાર શાસ્ત્ર

૯-૧૦ આનંદમીમાંસા ( Aesthetics ) કલાનું નિરૂપણ ( ચિત્ર, શિલ્પ, સ્થાપત્ય, સંગીત-ગીત, વાદ્ય અને નૃત્ય )

૪. સમાજશાસ્ત્ર

નીચે પ્રમાણે બાકીનાં ૭ પ્રશ્નપત્રો રાખવામાં આવ્યાં છેઃ—

૧ ભારતવર્ષીય લોકવ્યવસ્થા અને રાજ્યવ્યવસ્થા

૨ લૌકિક સાહિત્ય સંપ્રદાય

૩ સામાજિક-વિપ્લવ વિચાર

૪ ઇસ્લામ અને પાશ્ચાત્ય વિચારોની હિંદુસ્થાન ઉપર અસર

૫ નાન બંધારણનો ઇતિહાસ

૬ પાશ્ચાત્ય લોકવ્યવસ્થા અને રાજ્યવ્યવસ્થા.

# સમાજ વિદ્યામંદિર

## ૧ વિભાગો.

સમાજ વિદ્યામંદિરમાં નીચેમાંથી એક વિભાગમાં વિદ્યાર્થી અભ્યાસ કરશે. (૧) રાજકારણ, (૨) ઇતિહાસ, (૩) સંપત્તિ-શાસ્ત્ર.

## ૧. રાજકારણ વિભાગ

(૧) રાજકારણ વિભાગમાં—નીચે પ્રમાણે દશ પ્રશ્નપત્રો રાખવામાં આવ્યાં છેઃ—

૧ રાજનીતિ શાસ્ત્ર
૨ આધુનિક રાજનીતિ મીમાંસા
૩ હિંદુ અને મુસલમાન કાયદો.
૪ પ્રાચીન અને મધ્યકાલીન રાજનીતિ વિષયક મતમતાંતરો, અને Plato's Republic, Aristotle's Politics, Gierke's Theories of Middle Ages, Figgi's Gerson to Grotius.
૫ અર્વાચીન રાજ્યબંધારણો
૬ દણ્ડનીતિ અને પ્રાચીન ભારતીય ઇતિહાસ
૭ સંપત્તિશાસ્ત્રનાં મૂળતત્ત્વો
૮ યૂરોપના ઇતિહાસનું દિગ્દર્શન
૯ ભારતીય સંપત્તિશાસ્ત્ર
૧૦ આંતર રાષ્ટ્રીય કાયદાની રૂપરેખા

સરળ અભ્યાસક્રમ—

નોંધ—સરળ અભ્યાસક્રમમાં ત્રીજા અને દશમા પ્રશ્નપત્રો કાઢી નાખવામાં આવ્યા છે.

## ૨. ઇતિહાસ વિભાગ

નીચે પ્રમાણે દશ પ્રશ્નપત્રો રાખવામાં આવ્યાં છેઃ

૧ હિંદુસ્થાનનો ઇતિહાસ સંપૂર્ણ
૨ મહાન સીકંદરના મરણપર્યંત ગ્રીસનો ઇતિહાસ અને પ્રજાસત્તાક રોમનો ઇતિહાસ
૩ ઇસ્લામી સામ્રાજ્યનો ઇતિહાસ
૪ ચીન અને જાપાનનો ઇતિહાસ

૫ (ક) પ્રાચીન હિંદુસ્થાન

કે

(ખ) હિંદુસ્થાનમાં મુસલમાનોનો સમય, મરાઠા અને શીખોના ઇતિહાસ સાથે

કે

(ગ) હિંદુસ્તાનમાં યુરોપીયનો અને બ્રિટિશ રાજ્ય અને એ સમયમાં ઇંગ્લાંડનો ઇતિહાસ.

૬ યુરોપનો ઇતિહાસ સને ૪૭૬ થી ૧૪૫૩ કુસ્તુંતુનિયાના પતન સુધી.
૭ યુરોપનો ઇતિહાસ સને ૧૪૫૩ થી ૧૯૨૦ સુધી
૮ રાજનીતિનાં મૂળતત્ત્વો
૯ સંપત્તિશાસ્ત્રનાં મૂળતત્ત્વો
૧૦ ભારતીય સંપત્તિશાસ્ત્ર

**સરળ અભ્યાસક્રમ—**

**નોંધ**—સરળ અભ્યાસક્રમમાં બીજા અને છઠ્ઠા પ્રશ્નપત્રો કાઢી નાખવામાં આવ્યા છે.

### ૩. સંપત્તિશાસ્ત્ર વિભાગ

નીચે પ્રમાણે દશ પ્રશ્નપત્રો રાખવામાં આવ્યા છે:

૧–૨ સંપત્તિશાસ્ત્ર મીમાંસા અને તેનો તાત્ત્વિક ઇતિહાસ
૩ ભારતીય સંપત્તિશાસ્ત્ર
૪ સામાજીક જમાખર્ચ કે આંકડાશાસ્ત્ર
૫ સમાજ સત્તાવાદ અને સંઘવાદ
૬ ભારતીય નાણું ચલણ, વિનિમય અને શરાફી
૭ રાજ્યનીતિનાં મૂળતત્ત્વો
૮ યુરોપના ઇતિહાસનું દિગ્દર્શન
૯ વ્યાપારી ભૂગોળ
૧૦ હિંદની અને બહારની સહકારી ચળવળ

**સરળ અભ્યાસક્રમ—**

**નોંધ**—સરળ અભ્યાસક્રમમાં છઠ્ઠા અને નવમા પ્રશ્નપત્રો કાઢી નાખવામાં આવ્યા છે.

**સમાજ** વિદ્યામંદિરમાં ગમે તે પ્રશ્નપત્રમાં ઓછામાં ઓછા એક સત્રની હાજરી પછી બેસી શકાશે.

# વાઙ્‌વિદ્યા મંદિર

## ૧ વિષય નિરૂપણ

વાઙ્‌વિદ્યા મંદિરમાં અભ્યાસ કરવા ઇચ્છનાર વિદ્યાર્થીએ નીચેમાંથી એક ભાષા પસંદ કરવી પડશેઃ—

સંસ્કૃત, પ્રાકૃત, પાલી, બંગાળી, મરાઠી, હિંદુસ્તાની, ગુજરાતી, અરબ્બી, ફારસી, ઇંગ્રેજી અને ફ્રેન્ચ. દરેક ભાષાના ૫ પાંચ પ્રશ્નપત્ર રાખવામાં આવ્યાં છે.

### સંસ્કૃત

## ૨ સંસ્કૃત

(ક) નીચે પ્રમાણે પાંચ પ્રશ્નપત્રો રાખેલાં છેઃ–

૧ વેદ મન્ત્ર, બ્રાહ્મણ અને ભાષા

૨ ઉપનિષદ્ તથા સ્મૃતિ

૩ રામાયણ, મહાભારત, મહાકાવ્ય અને નાટક

૪ ગદ્ય, ચંપૂ અને અલંકાર

૫ દાર્શનિક ગ્રંથો

(ખ) સરળ અભ્યાસક્રમ માટે પહેલું પ્રશ્નપત્ર બાદ.
પૂરી હાજરી ભર્યા સિવાય ૧ લા અને ૪ થા

(ગ) પ્રશ્નપત્રોમાં પરીક્ષા આપી શકાશે નહિ.

## ૩ અર્વાચીન હિન્દી ભાષાઓ

ગુજરાતી, હિંદુસ્થાની, મરાઠી, બંગાળી, વગેરે ભાષાઓના અભ્યાસમાં "ભાષાશાસ્ત્ર" અથવા "સાહિત્યનો ઇતિહાસ" એ પ્રશ્નપત્રમાં તે શાસ્ત્રના મૂળતત્ત્વ સંબંધી અર્ધું પ્રશ્નપત્ર બધી ભાષાઓમાં સામાન્ય રહેશે.

### ગુજરાતી

## ૪ ગુજરાતી

(ક) નીચે પ્રમાણે પાંચ પ્રશ્નપત્રો રાખેલાં છેઃ–

૧ ભાષાશાસ્ત્ર અને જૂનું ગુજરાતી

૨ પ્રાચીન કાવ્યો

૩ અર્વાચીન સાહિત્ય
૪ સાહિત્યનો ઇતિહાસ અને સાહિત્ય ચર્ચા
૫ નિબંધ લેખન

(ખ) સરળ અભ્યાસક્રમમાં પ્રશ્નપત્રોની સંખ્યા ઘટાડવામાં આવતી નથી, પણ વાંચવાનાં પુસ્તકોની સંખ્યા ઓછી રાખવામાં આવે છે.

(ગ) પૂરી હાજરી સિવાય ૧ લા અને ૪ થા પ્રશ્નપત્રોની પરીક્ષા આપી શકાશે નહિ.

## મરાઠી

### ૫ મરાઠી

(ક) નીચે પ્રમાણે પાંચ પ્રશ્નપત્રો રાખેલાં છેઃ—

૧ કાવ્ય
૨ નાટક અને કાદંબરી
૩ ઇતિહાસ અને ચરિત્ર
૪ નિબંધ અને સાહિત્ય ચર્ચા
૫ ભાષાશાસ્ત્ર

(ખ) સરળ અભ્યાસક્રમમાં પાંચમો પ્રશ્નપત્ર કમી છે.

(ગ) ગમે તે સમયે ગમે તે પ્રશ્નપત્રની પરીક્ષા આપી શકાશે.

## હિંદી

### ૬ હિંદી

(ક) નીચે પ્રમાણે પાંચ પ્રશ્નપત્રો રાખેલાં છેઃ—

૧ પદ્ય
૨ ગદ્ય
૩ નાટક
૪ વ્યાકરણ અને કાવ્ય
૫ સમાલોચના અને સાહિત્યનો ઇતિહાસ

(ખ) સરળ અભ્યાસક્રમમાં પાંચમો પ્રશ્નપત્ર કમી છે.

(ગ) ગમે તે સમયે ગમે તે પ્રશ્નપત્રની પરીક્ષા આપી શકાશે.

## બંગાળી

**૭ બંગાળી**

(ક) નીચે પ્રમાણે પાંચ પ્રશ્નપત્રો રાખેલાં છેઃ-

૧ કાવ્ય

૨ ગદ્ય

૩ નવલકથા

૪ નાટક

૫ પ્રાચીન બંગાળી કાવ્યો અને બંગાળી સાહિત્યનો ઇતિહાસ

(ખ) સરળ અભ્યાસક્રમમાં પાંચમો પ્રશ્નપત્ર કમી છે.

(ગ) પૂરી હાજરી ભર્યા સિવાય ગમે તે પ્રશ્નપત્રની ગમે તે સમયે પરીક્ષા આપી શકાશે.

## ઇંગ્રેજી

**૮ ઇંગ્રેજી**

( ક ) નીચે પ્રમાણે પાંચ પ્રશ્નપત્રો રાખેલાં છેઃ-

૧ English Language and Literature

૨ Prose including Essays and Novels

૩ Poetry including Dramas

૪ A special vuthar or Translation of a foreign classic in Guajarati or Marathi

૫ Composition: An subjectessay on a given.

(ખ) પહેલા પ્રશ્નપત્રમાં સમાલોચના પર સવાલો પૂછવામાં આવશે.

(ગ) ચોથા પ્રશ્નપત્ર માટે ભાષાન્તર કરનાર વિદ્યાર્થીએ જે વર્ષે સ્નાતક પરીક્ષામાં તે બેસી શકે એમ હોય તે અગાઉ મોડામાં મોડું બે વર્ષ પહેલાં ભાષાંતર કરવા માટે વિદેશી શિષ્ટ પુસ્તકનું નામ અનુમતિ માટે જણાવી રજા મેળવવી પડશે. પરીક્ષા અગાઉ મોડામાં મોડું એક વર્ષ પહેલાં ભાષાંતર વિદ્યાર્થીએ પોતે કરેલું છે એવા મહાવિદ્યાલયના આચાર્યના પ્રમાણપત્ર સાથે તે વિદ્યાપીઠ

કાર્યાલયમાં પહોંચાડવું જોઇશે. ભાષાંતર મળ્યા પછી ત્રણ મહીનામાં વિદ્યાપીઠ ભાષાન્તરની યોગ્યતા સબંધી નિર્ણય જાહેર કરશે; અને ભાષાંતર અયોગ્ય જણાયે વિદ્યાર્થીને કોઇ એક સાક્ષરના ગ્રંથોનો અભ્યાસ કરી પરીક્ષામાં બેસવાની છૂટ રહેશે.

(ઘ) ૨.૨ની અભ્યાસક્રમ માટે ચોથો પ્રશ્નપત્ર કમી કરવામાં આવ્યો છે.

(ચ) ગમે તે ક્રમમાં ગમે તે વખતે પરીક્ષા આપવાની વિદ્યાર્થીને છૂટ છે.

## ગણિત મંદિર

**૧ અભ્યાસક્રમ:**

નીચે પ્રમાણે દશ પ્રશ્નપત્રો રાખવામાં આવ્યાં છે:-

**(૧.) બીજ ગણિત અને ત્રિકોણમિતિ-**

*Algebra*-Complex quantities, logarithmic and exponential theorems, convergency and divergency of series, theory of equations and determinants.

*Trigonometry*-Properties of triangles, Inverse trigonometrical functions, Demoivre's theorem, summation of simple trigonometrical series, exponential values of circular functions, expressions of circular functions as infinite products.

**(૨) ઐજક ભૂમિતિ-પૃષ્ઠ અને ઘનની** (*Analytical Geometry of two and three dimensions*)-Equations of a general conic in the rectangular and polar co-ordinates, plane, sphere and ellipsoid with their elementary properties.

**(૩) શૂન્ય લબ્ધિ** (*Differential Calculus*)—

*Elementary Calculus*-Differentiation, tangents, normals, maxima and minima values, integration of standard forms, integration by parts, method of partial fractions for integration, application to area.

*Differential Calculus*–Expansion, partial differentiation, Asymptotes, singular points, curvature, curve tracing.

( ૪ ) શૂન્ય યુતિ (*Integral Calculus*)–Definite integrals, 'gamma' functions, applications to rectifications and quadrature and volumes.

( ૫ ) શૂન્ય સમીકરણ અને ફલસિદ્ધાન્ત ( *Differential equations and Theory of functions* )–

*Differential Equations*–Standard forms of differential equations, linear equations of the first and second degree, general equations with constant co-efficients, applications to Geometry and Physics.

*Theory of Functions*–Contour integration, theory of residue, Fourier's series, 'gamma' and 'beta' functions.

( ૬ ) સ્થિતિશાસ્ત્ર ( *Statics* )

*Elementary Mechanics*–Parallelogram of forces, couples, equilibrium of forces in one plane, centre of gravity, machines, friction.

*Higher Mechanics*–General conditions of equilibrium, centres of gravity, eqhilibrium of heavy strings.

( ૭ ) ગતિશાસ્ત્ર ( *Dynamics* )

*Elementary*–Rectangular motion, projectiles, circular motion, Simple harmonic motion.

*Higher*–Motion under the law of direct distances and inverse square of distance, central forces, moments of inertia, D'Alemberts' principle, motion of a rigid body about a fixed axis.

( ૮ ) દ્રવ્યયંત્રશાસ્ત્ર (*Hydrostatics*)-

Resultant thrusts of fluids on bodies, centre of pressure, floating bodies, specific gravity of liquids and solids, properties of gases, hydrostatic machines and rotating fluids.

( ૯ ) ગોલીય ત્રિકોણમિતિ અને ખગોળવિદ્યા (*Spherical Trigonometry and Astronomy* )

*Spherical Trigonometry*–Fundamental formula, solution of triangles, properties of tringles.

*Astronomy*–Refraction, aberration, paralax, Earth, Moon, eclipses, transits, planets, direct and retrograde motion.

( ૧૦ ) કૂટ પ્રશ્નો ( Problems )

૨. સરળ અભ્યાસક્રમ માટે પ્રશ્નપત્રોની સંખ્યા ઘટાડવામાં નથી આવી, પણ દરેક પ્રશ્નપત્રમાં પૂરતા પ્રમાણમાં સરળ પ્રશ્નો પૂછવામાં આવશે.

૩. કૂટ પ્રશ્નોનો પત્ર સંપૂર્ણ હાજરી પૂરી થયે જ આપી શકાશે.

## વાણિજ્ય વિદ્યામંદિર

૧ નીચે પ્રમાણે દશ પ્રશ્નપત્રો રાખેલાં છે:—

(૧) અંગ્રેજી નામાનાં મૂળતત્ત્વો

સિંગલ અને ડબલ એન્ટ્રિ, બુક-કીપિંગ, ભાગીદારોના હિસાબ, નફા-તોટાના હિસાબ, લિમિટેડ કંપનીના સ્હેલા હિસાબ, ભરતીયાં, કન્સાઇનમેન્ટ, વ્યાજ ગણવાની રીતો, વગેરે.

(૨–૩) નીચેના ચાર વિષયોમાંથી કોઇપણ એક વિદ્યાર્થીની પસંદગી મુજબ: દરેક ઉપર બે પ્રશ્નપત્રો.

(ક) અંગ્રેજી નામું અને નીમતાંનો ( auditing )

(૨) નામું, રોયલ્ટિ, આવક અને ખર્ચ, કોન્ટ્રેક્ટ વગેરેના હિસાબ, ડબલ એકાઉન્ટસ, શરાફીનામું, શાળાઓના હિસાબ, વીમાના હિસાબ, નાદારીના હિસાબ, લિમિટેડ કંપનીના અઘરા હિસાબ, વગેરે; ફંડામાં, બધી જાતના હિસાબ,

(૩) નીમતાનો;

અથવા

## (ખ) શરાફી અને શરાફી કાયદો

(૨) શરાફી–ધાતુઓનું નાણાંચલણ, નાણાંનું ઉપયોગીપણું, જૂદીજૂદી [ ]નું નાણું, નાણાં ચલણ અને સિક્કા, વિલાયતની ટંકશાળ, તેની જાણવા [ ] બાબતો અને કાયદા, કાયદેસર નાણાં ચલણ જૂદાજૂદા દેશોનું નાણાં[ ]ણ, નાણાંની કિંમતમાં થતા ફેરફાર, કારણો, કિમ્મત ટકાવી રાખવાના [ ]ો; આંતરરાષ્ટ્રીય નાણાંચલણનો પ્રશ્ન, તે વિષેની માહિતી, હિંદી નાણાં[ ]ણ, હિંદી ટંકશાળ, નિયમો; હિંદને લગતા સવાલો વગેરે.

શરાફી અને શરાફી બજાર, તેની જરૂરિયાત અને ફાયદા, વિલાયતની [ ]ફી પેઢીઓ; એક પદ્ધતિ, બેન્ક, કિલયરિંગ–હાઉસ, શરાફી, પેઢીઓના [ ]નું રોકાણ; પૈસા ધીરવાની પદ્ધતિ, પેઢીઓ તરફથી છાપેલા ભાવ [Q]uatations ), વગેરે.

ચલણી નોટોનો પ્રતિબંધ; પરદેશની શરાફી પેઢીઓ સાથે સરખામણી; [ ]ની શરાફી પેઢીઓ; ઇતિહાસ, સામાન્યજ્ઞાન, શરાફી પેઢીઓને લગતું [ ]કડા શાસ્ત્ર, પરદેશના નાણાંમાં આપણા નાણાંનો બદલાનો ભાવ, વધઘટના [ ]ો, વગેરે.

૩ શરાફી કાયદો

અથવા

## (ગ) રૂ અને રૂનો ઉદ્યોગ—

(૨) રૂનું ઉત્પાદન; તેને જરૂરી સંયોગો, જૂદીજૂદી જાતોનું નિરીક્ષણ, [ ]ારના ઉપાયો, પરખ, રૂની આયાત અને નિકાશ.

(૩) રૂનું હાથે તથા સંચામાં કંતામણ, અને વણાટ, સુતરની જાતો, [ ]ર તથા કાપડની આયાત તથા નિકાશ, મિલોમાં મજૂરોની સ્થિતિ, રાજ્ય [ ]થી મિલોને લગતા કાયદા, અને તેમનું પાલન, મજૂર મંડળો, વગેરે

અથવા

## (ઘ) વીમા પેઢીઓનું શાસ્ત્ર.

## [ ]–૫)–વ્યાપારી કાયદા–બે પ્રશ્નપત્રો,

(૪) કંપનીનો કાયદો, આવકવેરા અને જ્યાદા આવક વેરાના કાયદા; [ ]ના કાયદો અને સ્ટેમ્પનો કાયદો, રેલ્વેનો કાયદો.

